હેલવાડાકર સિરિઝ

બાળ-ગ્રંથાવળી-નંબર ૧૭.

# કિન્ડરગાર્ટન-બાળ ગીત.

અમદાવાદ મેલ તેમજ ફિમેલ ટ્રેનિંગ કૉલેજ
તથા પ્રેકટીસિંગ સ્કુલમાં ચાલેલાં કુદરતી
પ્રાણી પદાર્થોનાં હાવભાવવાળાં
રેસીટેશન તથા ગાયનો

**હાવભાવ દેખાડવાની સમજણ સાથે.**

સુધારેલી આવૃત્તિ ચોથી. પ્રત ૧૦૦૦.

રચનાર તથા છપાવનાર,

**ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર,**

કિન્ડરગાર્ટનીસ્ટ-મુંબઈ.

વિ. સં. ૧૯૭૧. ઈ. સ. ૧૯૧૫.

આ "ગુજરાત" પ્રિન્ટીંગ પ્રેસમાં સા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા ચાર રસ્તા ઉપર-અમદાવાદ.

કિંમત બે આના.

દલવાડાકર સિરિઝ

બાળ-ગ્રંથાવળી-નંબર ૧૭.

# કિન્ડરગાર્ટન-
# બાળ ગીત.

અમદાવાદ મેલ તેમજ ફિમેલ ટ્રેનિંગ કૉલેજ
તથા પ્રેકટીસિંગ સ્કુલમાં ચાલેલાં કુદરતી
પ્રાણી પદાર્થોનાં હાવભાવવાળાં
રેસીટેશન તથા ગાયનો

**હાવભાવ દેખાડવાની સમજણ સાથે.**

સુધારેલી આવૃત્તિ ચોથી. પ્રત ૧૦૦૦.

રચનાર તથા છપાવનાર,
**ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર,**
કિન્ડરગાર્ટનીસ્ટ—મુંબઈ.

વિ. સં. ૧૯૭૧. ઈ. સ. ૧૯૧૫.

ધી "ગુજરાત" પ્રિન્ટીંગ પ્રેસમાં સા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા ચાર રસ્તા ઉપર—અમદાવાદ.

કિંમત બે આના.

# દેલવાડાકર કિન્ડર ગાર્ટન સ્ટૉલ.

## ન્હાનાં બાળકો માટે ખાસ.

| | | |
|---|---|---|
| ક ખ ના સચિત્ર રંગીન કાર્ડ ( ગુજરાની ) | | ૦—૪—૦ |
| ,, ચોપડી ,, | | ૦—૮—૦ |
| અક્ષરો ગોઠવવાનું બોકસ | ૦—૮—૦ થી | ૨—૮—૦ |
| આંક શિખવાની ઘોડી. | ,, | ૨—૮—૦ |
| મણકાનાં રંગીન બોકસ | ,, | ૨—૧૨—૦ |
| ડ્રોઇંગ શિખવાનું બોકસ | ,, | ૧—૧૨—૦ |
| હિસાબનો ડોમીનો બોકસ | ,, | ૧—૧૨—૦ |
| આકારોનાં ફિગર લેઇંગ | ,, | ૨૦—૮—૦ |
| બિલ્ડીંગ બાકસ | ,, | ૨—૧૨—૦ |
| જનાવરો ગોઠવવાનાં બોકસ | ,, | ૨—૧૨—૦ |
| પશુ-પંખી-નાં પેકેટો-દરેક | | ૦—૧૨—૦ |
| ,, ,, બોકસો | | ૧—૮—૦ |
| વર્ડ બીલ્ડીંગ બોકસ | ૦—૮—૦ થી | ૧—૧૨—૦ |
| આલ્ફાબેટીકલ સચિત્ર બોકસ | ,, | ૦—૧૨—૦ |

## કિન્ડર ગાર્ટન ગ્રંથમાળા.

| | | | |
|---|---|---|---|
| ૧ | કિન્ડર ગાર્ટન મૂળ ભાગ | ( બાળપોથી ) | ૦—૩—૦ |
| ૨ | ,, | પહેલી સચિત્ર | ૦—૨—૦ |
| ૩ | ,, | બાળખેલ | ૦—૫—૦ |
| ૪ | ,, | કસરત | ૦—૨—૦ |
| ૫ | ,, | બાળ કહાણીયો | ૦—૨—૦ |
| ૬ | ,, | બાળ-ગીત | ૦—૨—૦ |
| ૭ | ,, | ડ્રોઇંગ બુક | ૦—૨—૦ |

એ ઉપરાંત બીજાં પુસ્તકો—આખો સેટ (નં. ૧ થી ૨૦) ૪—૦—૦

અમૃતવાડીના નાકા ઉપર
ગિરગામ બેકરોડ—મુંબઈ. } ગો. ક. દેલવાડાકર.

હલવાડકર સિરિઝ
બાળ-ગ્રંથાવળી—નંબર ૧૭.

# કિન્ડરગાર્ટન—બાળ ગીત.

## રેસીટેશન તથા ગાયનો.

## ઇશ્વર સ્તુતિ.

### પ્રમાણિકા છંદ.*

પ્રભુ તને સદા નમું,[1] ખુશી થઈ રમું ભમું;[2]
હસું[3] અફસુસ તો ગમું,[4] ભલાં હું ભોજનો જમું.[5]
સદા ગુણો તું ગાઉં હું,[6] વળી તને રિઝાવું[7] હું;
હરી ફરી[8] હસાવું હું, ભલો[9] ન કેમ થાઉં હું.

## બાળ—ગીત.

### કુંતા છંદ—ભેરવી.

જવું નિશાળ, ભણવા બાળ, મુખ ઉચ્ચાર કરવા સાર.
ચોપડી સાથ, રાખો હાથ, વાંચો વાત, થઈ રળીઆત.
વાંચો વેણુ, રાખો નેણુ, સ્લેટ ને પેન, લખજો એન.
વ્હાલા વેણુ, પડશે ચેન—
સરવે બાળ, ગાઓ રસાળ, લઇને તાલ, તન સંભાળ.
સીધું ચાલ, વાણી વિચાર—જવું.

---

બાળકો, બે હાથ જોડીને સરખાં ઉભાં રહે.

*ભેરવી-ટપ્પો-રાગમાં ગવાય.

૧—ગરદન નમાવવી. ૨—બે હાથ લાંબા કરી બન્ને બાજુ ફેરવવા.
૩—મોં મલકાવવું. ૪—છાતીપર જમણો હાથ રાખવો. ૫—મોં કને હાથ લાવવો.
૬—બે હાથ મોં કને લાવવા. ૭. નમીને બંને હથેળીઓની કોર જોડવી.
૮—બે બાજુ હાથ ફેરવવા. ૯—નમીને બે હાથ જોડી રાખવા.

# બાળ-સ્તુતિ.

---

## અંગ્રેજી.

ઉઠી સવારે પ્રભુને નમું છું,[1]
માતા-પિતાને ખુશીથી ગમું છું.[2]
દહાડે ભણીને[3] ગણીને રમું છું,[4]
રાતે નિરાંતે જઈને જમું છું.[5]

## જીલ્લા—ભૈરવી.

જળ હવા પવન બનાવી તેં દીધાં—
સૂરજ ચંદ્ર ને આ તારા તેં કીધાં;
પશુ પંખી જન; જીવ જંતુ તન
સરજાવ્યાં બધાં—
સહુ છે ત્હારે આશરે સીધાં. (૨)—જળ.

---

૧—બે હાથ જોડીને નમવું.
૨—જમણો હાથ છાતીપર મૂકવો.
૩—બે હાથ જોડીને પહોળા કરી મોં આગળ રાખવા.
૪—જમણો હાથ મોં તરફ કરી બતાવવો.

# ઝાડો વિષે.*

## અંગ્રેજી—રાગ.

ઝાડોની[1] આ જો જો[2] હાર,[3]
ધામે[4] આમથી[5] આમ[6] હાલે;
હમણાં ભારે વા'ય[7] પવન,
તેથી ઝાડ નમે[8] ડાળે.

ડાળીઓ અવાજ[9] કરે,
પાન ખરે[10] નીચે ભારે:
પવન ગયા ઉડી[11] હવામાં,
તેથી ઝાડો સ્થિર[12] થાયે.

---

*ઝાડો સંબંધી પ્રત્યક્ષ જ્ઞાન આપવું.

૧—બાળકોને એકજ હારમાં ઉભાં રાખવાં.

૨—આંખ તરફ આંગળી કરવી.

૩—બે હાથે હાર દેખાડવી.

૪—બે હાથ લાંબા કરીને ઉંચા-નીચા કરવા.

૫—ડાબી તરફ કમ્મર નમાવવી.

૭—બે હાથોનાં આંગળાં હલાવવાં.

૮—વાંકાં વળીને હાથ નીચે રાખવા.

૯—મોઢેથી 'સીટ" એટલો ઉચ્ચાર કરવો—કાનપર આંગળી રાખવી.

૧૦—બે હાથ ઉંચા કરીને નીચા લાવવા.

૧૧—બે હાથ નીચેથી ઉપર લઇ જવા.

૧૨—હાથ અને પગ સરખા રાખી ઉભવું.

# દડાની રમત.*

## ચોપાઈ.

દડો[1] રમે છે મારી સાથ,
હસે કુદે છે બન્ને હાથ;[2]
લોલક પેઠે ફરતો[3] જાય,
કરવત પેઠે આડો[4] થાય.

પવન મહિં હાલે[5] જેમ ડાળ,
ડુંગરપર ચાલે[6] જેમ બાળ;
દરિઆપર પંખી ઉડી[7] જાય,
ઝાડીમાં ઘોડો અથડાય.[8]

---

*આ રમત વિષે 'બાળ-ખેલ'માં અનેક પ્રયોગો છે.

૧–બાળકોએ એક હારમાં સામસામા ઉભાં રહીને ડાબા હાથમાં દડાની દોરી પકડવી, અને સીધી રીતે ઉંચે નીચે કરતા જવું.

૨–એક હાથમાંથી બીજા હાથમાં દડો લેવો.

૩–ડાબી-જમણી બાજુ ફેરવવો.

૪–આગલી-પાછલી બાજુ તરફ આડો ફેરવવો.

૫–બે બાજુ વાંકાં વળીને ડોલતા જવું.

૬–પ્રથમ ડાબો પગ શરૂ કરીને ધીમે ધીમે ચાલવું–અને સામાં બાળકનો જમણો હાથ પકડી, સલામ કરીને પાછાં ફરવું.

૭–દડાને ઉંચો ઉછાળવો.

૮–એક બીજાં બાળકોએ પોતાના દડા લઇ લેવા.

## બાળ-સ્વર.

---

સા રે ગ મ પ ધ ની સા,
સા ની ધ પ મ ગ રે સા.

મી ઠી વા તો મું ને ભા વે,
હે તે હે તે કો ણ હ સા વે.

જો જો પે લો મા ળી આ વે,
કે વાં સા રાં ફૂ લો લા વે.

---

સારેગ રીગમ મમપ મપધ પધની ધનીસા,
સાનીધ નીધમ ધપમ પમગ મગરે ગરેસા.

---

હસતાં રમતાં મનને ગમતાં હરતાં ફરતાં,
ભણીયે ગણીયે વણીયે ગુંથીયે ભરીએ શાવીએ.

---

## ચકલીનો માળો.*

### આશાવરી.

જુઓ ચકલીનો આ માળો,
બનાવ્યો કેવો રૂપાળો— જુઓ૦
પંખીની પણ કારિગરી શી રે,
જાત મહેનત નિહાળો— જુઓ૦

---

* દરેક બાળકો હાવભાવ કરતાં ગાય છે.

# આગગાડી *

## ચોપાઈ.

આગગાડીનો કરવા ખેલ,
સૌ બાળક થાઓ સામેલ:
સીધા પાટાની જો રેલ,
તે પર ચાલો, લાગે સ્હેલ.
ડબ્બાની ગોઠવજો હાર,
સાંકળ પેઠ સાંધા બાર:
ઇનજીન જોડાયે આ વાર,
ચાલો સૌ થાઓ તૈયાર.

---

* પ્હેલા છોકરાને હાથમાં વાવટો આપીને દૂર ઉભો રાખવો. બીજાને ઇન્જીન ગણીને છૂટી હારમાં ઉભો રાખવો. એક છોકરાને ગાર્ડ બનાવવો–તેને સીસોટી આપવી ને ચોથાને વાવટો આપીને ' સીગનલર ' બનાવવા.

૧–બાળકો બે હારમાં આગળ પાછળ એક હાથને અંતરે ઉભાં રહે અને બીજી કડી ગાતાં ગાનાં સાથે થાય.

૨–ચાક વડે ગાડીના પાટા પેઠ લીટી દોરવી, અને જેટલા ભાગમાં જોવું હોય તે પ્રમાણે વાંકી ચૂકી લીટી કરવી. તેમાં સ્ટેશનનો ભાગ દેખાડવો.

૩–વળી વચ્ચે વચ્ચે પૂલ ( નદી કે ડુંગર ) કરી બતાવવો.

૪–છોકરો ઇનજીન થઇને છુટો ઉભો હોય તે જોડાઇ જાય.

૫–'**સીગનલર**' વાવટો ઉંચો કરે એટલે 'ગાર્ડ' સીસોટી વગાડે અને બાળકો ગાતાં ગાતાં હારબંધ ચાલે: આ રમત વેળા બાળકોને રમવા માટે 'ટૌઇ' ની આગગાડી પ્રત્યક્ષ બતાવવી; અથવા રેલ્વે સ્ટેશન નજીક હોય તો અનુકૂલ વખતે બાળકોને લઇ જઇને બતાવવું.

## કબૂતરનો ખડો.*

**ભૈરવી—હંસી છંદ (મરઘીને પીલાં જેમ પ્યારાં)-રાગ.**

ઓ પ્યારાં પારેવાં મ્હારાં,
આવો આમ ખડામાં વ્હાલા;
સંપે સાથે રહેજો સારાં
પાંખોની ઘુમટમાં પ્યારાં.

ચું ચું કરતાં ચાલો બ્હારે,[1]
એક બીજાંઓ હારે હારે;
કુંડાળું થઇ ફરજો[2] ભારે,
પાછાં જલદી પેસો ખાડે.[3]

---

* કેટલાંક મોટાં બાળકો, ઘુમટની પેઠે હાથ ઉંચા રાખીને ગોળ કુંડાળું થઇ ઉભાં રહે, અને વચમાં નાનાં બાળકો ઉભે.

૧—મોટાં છોકરાં હાથ ઉંચા કરીને લગાર ખસી જાય, એટલે ન્હાનાં છોકરાંઓ બહાર નીકળીને, પાછળ ઉભાં રહે.

૨—મોટાં છોકરાંની પાછળ, ન્હાનાં છોકરાં કુંડાળું થઇ ફરતાં જાય ને ગાતાં જાય.

૩—મોટાં બાળકો ઉભાં થઇને હાથની કમાન કરે, કે નાનાં બાળકો પાછાં અંદર જઇ સઘળાં એકઠાં બેસી જાય, તો 'ખડા' નો દેખાવ થઇ જાય.

# બાળ-બાગ.

---

## ઝીલ્લા-( જીવો જીવો વિકટોરિયા રાણી રે )—રાગ.

ખિલ્યો ખિલ્યો સુંદર બાગ[1] આ,
જુઓ કેવી ઘટા ઘટ છાઇ[2]— ટેક.
કોઈ ઉંચાં[3] કોઇ નીચાં[4] કોઇ બેઠાં[5] છવાઇ રે—જુઓ.
પેલો માળી ઝારી લઇને, ઉભો પાણી પાય રે[6]— ,,
ગુલાબ સાથે મોગરો ડોલે,[7] સુગંધી પથરાઇ રે— ,,
ઘુમે છે[8] ચોમેર ભમર જો, કુદરતની એ નવાઇ રે—,,

---

૧—બે હાથ લાંબા કરીને બાગ બતાવવો.
૨—છાતી નીચે નમાવીને બે હાથ નીચે જરા નમાવવા.
૩—બે હાથ ઉંચા કરવા.
૪—બે હાથ નીચા કરવા.
૫—પગ વાળીને અધર બેસવું.
૬—ડાબી બાજુ શરીર નમાવવું.
૭—બે બાજુ ડોલવું.
૮—કુંડાળું થઇને ગોળ ફરવું.

# પંખી ને બાળકો.

---

**પીલુ ઝીલ્લો.**

**બાળકો—** ( એની હીંચકો બાંધ્યો રે ) રાગ.

ઝુલો ઝુલો ઝુલાવું હું બાળ,
ઝુલો મ્હારાં પંખી પ્રીતે-
હેતે ખવરાવું વનફળ થાળ—**ઝુલો.**

હીરની દોરી બાંધી હિંચકાવું,
કહો તો હું સોનેરી પાંજરૂં કરાવું;
આવો નગર ઘર-મ્હાર—**ઝુલો.**

**પંખીઓ—** **પીલુ.**

અમે તો પંખી વનવાસી — **ટેક.**

મન ગમતાં સુખ લ્હેતાં ફરતાં,
શિતળ હવા ખાસી- **અમે.**

વન વનનાં પંખી સહુ મળીયે,
હસી હસાવી પાછાં વળીએ;
વળી સંજોગે ફરીને મળીયે
તમે નગરવાસી— **અમે.**

---

# બાળ રમત.

## પહાડી ઝીલ્લા.

અમે હસતાં રમતાં બાળકડાં, અમને રમત બહુ વ્હાલી;
અમે બાળ બાગનાં પંખીડાં, અમને ગમત બહુ પ્યારી–
અમે કળીયે કળીયે સુગંધ દઇએ,
ફરીએ ડાળી ડાળી;—
ઝીલ ઝીલ કરી વન ગજવી દઇએ,
હરખે જેમ જગ માળી—
આળસુને ઉદ્યોગી કરીએ,
માંદાને પણ સાજા કરીએ:
હસીયે રમીયે કદી ન પડીએ,
ફરીએ ફરીએ કદી ન રડીએ.
અમારો રખવાળો મ્હોટો પછી શેનો,
ફિકર કહોનો કરીએ !— અમે.

## ઝાડ-પાન.

### અંગ્રેજી.

જુઓ ઝાડનો આધાર, ઝીલે થડ તેનો ભાર;
પણ મૂળિઆં ટકાવે નિરધાર—
ડોલે ડાળ ઝુલે પાન ખિલે ફૂલડાં અપાર
વનવાડીનો એ સુખી શણગાર—

### કોરસ.

એક બીજાંના આધારે, રસ પાય પીયે હરવારે;
આપણે હળીને મળીને વસીએ,
ફળ થાય સરસ સંસાર.

## વખા !

### દેશ-સોરઠ.

વખતની વાગે છે ઘડિયાળ
નહિ થોભી રહેતી પળવાર—
કર્મ તણો કાંટો બતલાવે,
સમય કરી ટણકાર;
ચેતાવે છે ચટપટ ચાલી—
વખત વીતે છે, વિચાર ?-
ગયો વખત ફરી ના મળશે,
થા ના ગરીબ-ગમાર;
આજ કાલ કરતાં વહી જશે
રાત-અંધારના બાર—(૨)

# માતાનો પ્યાર.

## ઝુલ્ણા—( માતપિતા થાઓ ઉદાસી )—રાગ.

જો આખા[1] જગતમાં જગે જગ[2] ફરે.
પણ મા'ના જેવો પ્યાર[3] કંઇ ના જડે;[4]
બહુ હેત આવે[5] અને તે ટળે,[6]
પરંતુ ન મા હેત ટાઢું[7] પડે.
ઓ માતા! ઓ માતા! વહાલી ઓ માય;[8]
ન[9] તુજ પ્યાર જેવો જગતમાં જણાય.

બધું સોનું રૂપું હીરાઓ[10] મળે. ૧
વળી રાજનો તાજ સાથે ભળે;
જગતનું બધું ધન કદાપિ મળે,
નકામું છે મા હેત વિના ખરે.
ઓ માતા! ઓ માતા! વહાલી ઓ માય!
ન તુજ પ્યાર જેવો જગતમાં જણાય.

---

૧—હાથ બે તરફ ફેરવવા.
૨—જમણા હાથની આંગળી ઉભી કરીને ફેરવવી.
૩—છાતી પર હાથ રાખવો. ૪ જમણો હાથ બે બાજુ ઉભો રાખી હથેળી હલાવવી. ૫—ડાબા હાથની હથેળી ખુલ્લી કરીને આંગળાં વાળવાં. ૬—જમણો હાથ લાંબો કરીને તરછોડવો.
૭—બે હાથની હથેળીઓ ઉંધી રાખવી.
૮—છાતી પર હાથ રાખવો. ૯—જુઓ નંબર ૪ થો.
૧૦—અંગુઠો ને બે આંગળી સરખી રાખીને વચ્ચેનો ભાગ ખુલ્લો દેખાડવો. અને જમણી–ડાબી તરફ ફેરવવું.
૧૧—માથાપર હાથ રાખવો.
૧૨—વચલી આંગળીપર અંગુઠાનો નખ ઘસવો.
૧૩—જમણા હાથની હથેલી નીચે રાખીને હાથ તરછોડવો.

# ઘડિયાળ.

## પીલુ.

ટીક ટીક ટીક[1] કરતું ચાલે,[2] જેમ લક્કડખોદ[3] ઉચ્ચારે;[4]
પેલું જો લોલક[5] હાલે,[6] ઝાડો જેમ ઝુલતી ડાળે.[7]
ચાંદા[8] જેવો ચાક[9] દિસે છે વચમાં[10] કાળું ભાળે,
નાના[11] મોટા [12] કાપા જેમ તારા[13] દોડે આકાશે;
કાંટા બે[14] વચમાં[15] હાલે,
જેમ સુરજ ચંદર હાલે[16]—ટીક ટીક.

---

૧—જમણા હાથની પહેલી આંગળી ત્રણ વખત ઉંચે નિચે કરવી.
૨—બે હાથ હલાવવા. ૩—જમણા હાથની હથેળી ઉપર ડાબો હાથ ઢાંકવો.
૪—મોં આગળ આંગળી અડકાડવી.
૫—કમ્મરથી વાંકા વળીને બે હાથ ભેળા કરવા.
૬—બે બાજુ હાથ હલાવવા.
૭—કમ્મર પર હાથ રાખી ઉભા ડોલવું.
૮—આકાશ તરફ આંગળી ઉભી કરવી.
૯—હાથની હથેલી દેખાડવી.
૧૦—અને બીજે હાથે ઘડિયાળનો ચાક બતાવવો.
૧૧—બે હાથ ઉંચા નિચા સરખા રાખીને નાનો આકાર દેખાડવો.
૧૨—એક હાથ ઉંચો કરીને વાંકો રાખવો.
૧૩—આકાશ તરફ આંગળી રાખી ફેરવવી.
૧૪—બે આંગળી દેખાડવી.
૧૫—જમણા હાથની આંગળી ગોળ ફેરવવી.
૧૬—બે હાથની હથેળીયો ખુલ્લી કરી સામ સામે રાખવી.

મિનિટનો મોટો[17] છે કાંટો, કલાક નાનો[18] ધારે,
મોટો આખું ચાક[19] ફરે તવ નાનો ડગલું[20] હારે;
જો મોટા કાપા બારે,[21]
વચમાં છે નાના ચારે[22]
એમ સાઠ મિનિટ[23] પસારે, તવ ઘંટી એક[24] વગાડે--૨.
બાર કલાકે બપોર થાયે, ૧, ૨, ૩, ને ચારે,
૫ અને ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧ ને બારે;[25]
જેમ અંકો છે ઘડિયાળે,
તેમ ઘંટી ઘંટ વગાડે;
દરરોજ વગર કંટાળે, અમે શીખિયે[26] સાંજ સવારે—૩.

---

૧૭–ડાબો હાથ ઉંચો કરવો.
૧૮–જમણો હાથ સરખો લાંબો કરવો.
૧૯–ડાબો હાથ ઉંચો રાખી જમણો હાથ ચક્કર પેઠે ગોળ ફેરવવો.
૨૦–ડાબો હાથ લાંબો રાખીને જમણા પગનું એક ડગલું ભરવું.
૨૧–બે હાથનાં પાંચ પાંચ આંગળાં દેખાડીને તુરત બે આંગળાં બતાવવાં, અને મોહેથી કહેવું. ૫+૫=૧૦+૨=૧૨. પાંચ, દશ, બે,
૨૨–ચાર આંગળાં દેખાડવાં.
૨૩–હાથનું ગોળ કુંડાળું કરી દેખાડવું અને ૧૨×૫=૬૦ ગણાવવું.
૨૪–'એક' શબ્દ બોલવો તથા ઘંટ વગાડવો.
૨૫–એકથી બાર સુધી ઘંટ વગાડવો.
૨૬–છાતીપર જમણો હાથ રાખીને ગરદન નમાવવી.

# બાળ-બાગ

## ( કલ્યાણ )—રાગ.

ચાલો[1] ભાઇ હુન્નરની શાળા ઝટપટ[2] જોવા જઇએ.
ઉદ્યમ કરતાં સૌ[3] જન સંગે, સાચી શીખ મન[4] લઇએ.—ટેક
જુવો બાગમાં માળી એક,[5]
ખેડે[6] ધરતી ખંતે નેક;
રોપે[7] ઝાડો ઉંડે છેક,
સીંચે[8] પાણી રાખી ટેક;
ઉદ્યોગી તે કહીએ— ચાલો.
જો[9] કારીગરીનાં આ કામ,
સુતાર વેરે[10] કરવતે આમ;
લુહાર ટીપે[11] હથોડે તમામ,
દરજી કપડું ભરતો વામ[12].
શીવે[13] સોઇ પરોઇ એ— ચાલો.

---

૧—ડાબે હાથે ચાલવાની ઇશારત કરવી.
૨—બે આંગળીએ ટાચકી ફોડવી. ૩—બે હાથે સઘળાં બાળકને દેખાડવી
૪—મગજ પર આંગળી રાખવી. ૫—આંગળી વાડે જમીન દેખાડવાં.
૬—બે હાથ કોણીથી લાંબા કરીને આગળ પાછળ હલાવવા.
૭—જમીનપર અદ્ધર બેસીને જમીનપર ઝાડ રોપતા હોય તેમ કરવું.
૮—જમણો હાથ નીચે ને ડાબો હાથ ઉપર રાખી કમ્મરથી જમણી તરફ વાંકા વળવું. ૯—જમીન તરફ આંગળી રાખવી.
૧૦—બે હાથ આગળ-પાછળ-ઉંચે નીચે લાવવા. ૧૧—બે હાથ એકઠા કરીને ઉપર નીચે લાવવા. ૧૨—બે હાથ છુટા-લાંબા કરવા.
૧૩—બે હાથથી સોઇમાં દોરા પરોવતા દેખાડવા.

૩ કાંતી[14] દે ડોસી મા'ય,
વણકર સુતર વણુતો[15] જાય;
ધોબી કપડાં ધોતો[16] જાય,
સાફ આપણું અંગ[17] જણાય.

મેં। હુન્નરમંદ થઇએ— ચાલો.

## બાળ ઉદ્યોગ.

### ગરબી-( હું તો ગામડેની ગોરી )—રાગ.

ચાલો જોવા જઇએ, સહુ ચાલો જોવા જઇએ,
વણાટ વિધવિધ વણાય સંચે, પ્રીતે પારખીએ.—ટેક.
મૂળ ઝીંડવામાંથી કપાસ કાઢી લ્હે છે;
ચરખે પીલી રૂ કપાસીયા જ ઠરે છે:
પિંઝાવી રૂને સંચે તાંતણો દે છે,
ફાલકા ઉપર લઇ કરે કોકડાં કહે છે.
હુન્નર શીખવા ચહીએ, સહુ— વણાટ—ચાલો.
લંબાઇ સમ લાંબા દોરા ગોઠવતા,
વળી પના પ્રમાણે વણાટને મેળવતા;
તાજાં કાપડને સરખું મેળવી દેતા,
ચોતરફ કોર બાંધીને તાકા કરતા,
દાબવા સંચે દઇએ અરે ગાંસડી થવા દઇએ,
હુન્નરમાં હુશિયાર બની હૈડામાં હરખાઇએ.—ચાલો.

---

૧૪—એક પગે નીચે બેસીને ડાબા હાથથી ચક્કર ફરતું દેખાડવું.
૧૫—બે હાથ કોણીથી આગળ પાછળ લાવવા અને હથેળીઓ ઉંધી રાખવી.
૧૬—ડાબા પગ આગળ રાખીને બે હાથ મેળવી દઇ ઉપર નીચે લાવી કમ્મર નમાવતા જવું. ૧૭—શરીર બતાવવું.

# કરોળીયાનું જાળું.*

અંગ્રેજી-(લટકે મટકે જવું લડવા-રાગ.)

કરોળિયાની કારિગરી જો કેવું સુંદર ગુંથણકામ,
માછી જેવી જાળ બનાવી, વણકરનું જો વણત તમામ;
નટની પેઠે જાળ ઉપર જઇ, ખેલ કરે છે રાખી હામ,
ચાલો સરવે ગુંથણ કરીએ, ગોપતણી લઇ દોરી આમ!

કોરસ.

બાળબાગની મજા સુહાગની,
કારિગરી રૂડી બની રસિક રાગની;
એક એકની ઉલટ પુલટ જઇ,
સૌ વણીએ ગુંથીએ આ દોરી સંપની લઇ.

---

## વરસાદ.

(દેશ.)

રે આવ આવ વરસાદ જગ જીવડાં તુજ વાટ જુએ
ખેતર ખેડી ખેડૂત-ચાતક પેઠે રાહ જુએ--ટેક.
નદી અને નાળાના વ્હેળા, બંધ પડયા હસતા ઉછળેલા,
ધરતી તરસી બની અધીરી, ઝાડ પાનને પંખી રૂએ--જગ
જીવડાં વાટ જુએ-રે-આવ.

---

* બાર દોરીઓ ટાંગવી, અને બાર બાળકોના હાથમાં આપવી બાળકોને એકથી બાર સુધી નંબર આપવા. એકી નંબર જમણા હાથ તરફ ને બેકી નંબર ડાબા હાથ તરફ ચાલે જ્યારે ચોકડી છોડી નાખવી હોય ત્યારે તેથી ઉલટુ કરવું.

# સંપની સાંકળ.*

---

## પીલુ.

"સૌ સંપે રહીએ સાથ;
નિશદાન સરવે મગન મગન થઇ,
મેળવીએ નિજ હાથ[1]— સૌ.

હાથે હાથો હોંસે પકડી, સાચી પ્રીતની સાંકળ ઝકડી;
રૂડી નેમે પ્રેમે ધસિએ,[2] સૌનાં દિલમાં સંપે વસીએ.
રહિએ નીત સંગાથ— સૌ.

બોલી મૂખથી મીઠી વાણી, સંપ તણાં સૂખ હૈડે આણી,
નિત નિત રૂડી ચાલો ચાલી લઇએ દૈયે સરખી તાળી;[3]
સંપે બાંડી બાથ.—" સૌ.

---

* બાળકોને એક હારમાં ઉભાં રાખવાં.

૧—એક બીજાના હાથની આંકડીઓ કરવી.

૨—એક બીજાની અંદરથી એક એક જણે નીકળતું જવું.

૩—છુટાં પડીને જમણા હાથ પર ડાબા હાથે તાળી લેવી. અને માથું નમાવી ધીમે ધીમે જવું

# પડઘો.*

## કાલિંગડા-ભૈરવ-( કૂકડે કૂ કૂકડો બોલે )-રાગ.

પડઘો પડછંદો પાડે,
અવાજ સામો એ ઉચ્ચારે;
સુંદર સાદે મ્હાડે— પડઘો.

એક કહે તો બોલે (એક),
માણસ નેક વદે તે (નેક)
રાખે ટેક સુણાવે (ટેક),
વદતો વારે વારે— પડઘો.

સાથી થઈને આપે સાદ,
(આપે સાદ)
પડઘાનો જો સાચો નાદ;
(સાચો નાદ)
બ્હીકણુ ને વ્હેમીની યાદ:
(ની-યાદ)
પડછંદો પરખાવે— પડઘો.

---

*કેટલાંક બાળકો ગાય, અને એક બાળક, ગાયનના છેલ્લા ( ) આ નિશાનીની અંદર રહેલા શબ્દો, દૂર ઉભીને બોલે.

## કુદરતની રચના.

### જીલ્લો—( સુંદર શામળીયા )—રાગ.

સુંદર શોભિતી, કુદરતની રચના[1] આ—ટેક.

તારા[2] જો આકાશે ચળકે,
વાદળ તો ધરતી પર વરસે;[3]
પંખી રોજ પવનમાં ઉડશે,[4]
ઝાડ પાન મોસમમાં ફળશે.[5]
અજબ ખુબી આ દીઠી— સુંદર.

જીવ જંતુ જગ માંહે ઉડતાં,[6]
પ્રાણી પશુ વગડામાં ફરતાં;[7]
કહો પેટ[8] તેનું કોણ ભરતાં?
જગમાં જેણે હોય સરજ્યાં,[9]
તે પાળે ધરી પ્રીતિ— સુંદર.

કીડિને કણ તે[10] આપે છે,
અપંગનાં દુ:ખ તે કાપે છે;
રોજ ખબર સૌની રાખે છે,
સારૂં નરસું સૌ સાંખે છે.
એકજ વ્હાલી નીતિ— સુંદર.

---

૧–જમણા હાથની આંગળીઓ ચોતરફ ફેરવવી.
૨–આકાશ તરફ આંગળી ઉભી કરવી.
૩–બન્ને હાથ ઉભા કરી વાંકા વળીને જમીન તરફ ઢાળવા.
૪ બન્ને હાથ ઉંધા રાખીને ઉભા કરવા.
૫–ડાબી બાજુ નમીને, ડાબા હાથની હથેળી ઉંધી રાખવી.
૬–નંબર ચોથા મુજબ. ૭–બન્ને બાજુ હાથ ફેરવવો.
૮–પેટ પર હાથ રાખવો. ૯ આકાશ તરફ બે હાથ કરવા.
૧૦–આકાશ તરફ આંગળી ઉભી કરીને ઉંચુ જોવું.

## કથન.
## ( A RECITATION. )

---

### શેખશલ્લી.*
#### ચોપાઈ.

શામળિયો છે મારૂં[1] નામ, શેખશલ્લી સૌ[2] કહે તમામ;
નીત મજુરીનું[3] મુજ કામ, પેટ[4] ભરી મેળવવા દામ.[5]—૧.
આજ મને મળશે પાવલી, તેની લઉં બે[7] મરઘી ભલી;
મરઘી[8] ઇંડાં મૂકે જેમ, તે વેચું પાકે મૂલ[9] તેમ.—૨.
તેની લઉં બે બકરી[10] તો જ, બે બે બચ્ચાં બોલે[11] રોજ;
તેને વેચી લેવી ગાય,[12] દુધ માખણુથી પેટ[13] ભરાય.—૩.

---

* એક છોકરાને માથે નાનો ઘડો મુકવો. બીજાને શેઠ બનાવવો અને ત્રીજાને છોકરો કરવો. શેઠ અને શેખશલ્લી પ્હેલા આવો ને છોકરો પાછળથી આવે.

૧—છાતીપર હાથ રાખવો. ૨—બન્ને તરફ બન્ને હાથ ફેરવવા.
૩—જમણો હાથ ઉંચો કરીને હથેળી દેખાડવી. ૪—પેટપર હાથ રાખવો
૫—વચલી આંગળીપર અંગુઠો ઘસવો. ૬—એક આંગળી ઉંચી કરવી.
૭—બે આંગળીઓ દેખાડવી. ૮—ડાબો હાથ છેક નીચે લાવી જમીનથી લગાર ઉંચે રાખવો. ૯—જુઓ નંબર ૫ મો.
૧૦—જરા કમ્મરથી નીચા વળીને જમીન ઉપર જમણો હાથ ઉંચો રાખવો. ૧૧—ઉભા રહીને હાથ લંબાવવો. ૧૨—ઉભા રહીને હાથ લંબાવવો.
૧૩—પેટપર હાથ રાખીને 'હોઇયાં' કરીને ઓડકાર ખાવો.

પછી માંડવી એક દુકાન,[૧૪] શેઠ બનું મોટો ધનવાન;[૧૫]
પછી આપડી[૧૬] પરાણું એક, સુંદર[૧૭] સુરતવાળી નેક.—૪.

તેને બચ્ચાં[૧૮] થાયે જેહ, બાપા[૧૯]કહી બોલાવે તેહ;
બાળક[૨૦] આવી બોલે એમ, 'બાપા! ખાવા[૨૧] ચાલો' તેમ—૫.

'નથી આવતો, જા તું ઝટ, '[૨૨] પડયો ગાડવો ધરતીપટ;[૨૩]
કહે ગાડવાવાળો[૨૪] ભાઈ?, આ શું તારી નવી નવાઇ!—૬.

સાંભળ બાપુ મારી[૨૫] વાત, ફૂટયો[૨૬] ગાડવો મારે હાથ;
તારૂં તો નુકસાન જ થયું, પણ મારૂં તો સઘળું[૨૭] ગયું!—૭.

---

૧૪–એક આંગળી ઊભી કરવી.
૧૫–કમ્મર પર બે હાથ રાખી છાતી ઉંચી કરવી.
૧૬–નાક દેખાડવું.
૧૭–અંગુઠો ને આંગળી એકઠી કરીને હાથ હલાવવો.
૧૮–વાંકા વળીને નીચે જમણો હાથ રાખવો.
૧૯–મોં કને હાથ લાવવો.
૨૦–જુઓ નંબર ૧૮.
૨૧–જુઓ નંબર ૧૯ ( છોકરો દાખલ કરવો. )
૨૨–જમણો હાથ તરછોડવો.
૨૩–માથાપરનો ગાડવો નીચે નાખવો.
૨૪–શેઠને બોલાવવું.
૨૫–છાતી પર હાથ રાખવો.
૨૬–બે હાથ ઉંચે કરીને નીચે લાવવા.
૨૭–બે હાથની મુઠી વાળીને બેસી જવું.

# માછલીની વાત.

માછલીની કહું વાત,[1] કેવો[2] થયો તેનો ઘાત![3]
રમી રમી[4] માતાની સાથ, સુખી[5] રહેતી દીન ને રાત.—૧
એક દિન[6] તે માને કહે, 'રે મા? જુઓ[7] શું છે એ?[8]
માખી[9] સારી ત્યાં દેખાય, ઘણી ભૂખ[10] તો મને થાય.—૨
જોઇ માને લાગી બ્હીક,[11] કહે છે "ભોળી! એ ન ઠીક![12]
જુઠી[13] આ દેખાતી માંખ, તે પર તું ન રાખતી આંખ.[14]—૩
માછીનો તો એ છે છળ,[15] મધ્યે[16] મુકેલો છે ગળ;
ખાવાનું[17] જો તું કરીશ, નક્કી તેથી તું મરીશ"[18]—૪
હઠીલી[19] તે નાની મચ્છ, મન[20] મધ્યે ચલાવે કચ્છ![21]
"અજાણી[22] છે મારી મા, એનું હું ના માનું[23] આ.—૫

---

૧—એક આંગળી ઉંચી કરવી. ૨—હાથનાં આંગળાં બે બાજુ ફેરવવાં.
૩—હાથ નીચે તરછોડવો. ૪—બે ફેરવવા.
૫—એક હાથની હથેળી નીચે રાખવી. ૬—એક આંગળી દેખાડવી.
૭—આંખ તરફ આંગળી કરવી. ૮—જમીનપર પડેલી ચીજ તરફ આંગળી કરવી. ૯—આંગળાં વડે નાનો આકાર કરી દેખાડવો.
૧૦—પેટ પર હાથ ફેરવવો. ૧૧—બે હાથ ધ્રુજાવવા.
૧૨—હાથ બે બાજુ ફેરવવો. ૧૩—હાથ ઉંચો કરી તરછોડવો.
૧૪—આંખ તરફ આંગળી કરવી. ૧૫—બે હાથની એક એક આંગળીની આંકડી કરવી. ૧૬—હથેળીની વચમાં આંગળી રાખવી.
૧૭—મોં તરફ હાથ કરવો. ૧૮—ભોંય તરફ હાથ તરછોડવો.
૧૯—મોં મરોડવું. ૨૦—લમણાં તરફ આંગળી કરવી.
૨૧—આંગળી ઉભી કરીને ફેરવવી. ૨૨—કપાળ તરફ હાથ લાવી નીચે લઈ જવો. ૨૩—ડોક ધુણાવવી.

મારી[૨૪] અક્કલ છે[૨૫] અધિક, હું ના માનું માની શીખ;
ભૂખે[૨૬] કરડે મારૂં પેટ, મા કરાવે અમથી વેઠ.[૨૭]—૬

એમાં નથી[૨૮]ગળ ને ઘાટ, હું ના માનું માની વાત;
એની હું કરીશ તપાસ,[૨૯] પૂરી કરીશ મારી[૩૦] આશ"—૭

એ વિચારે ઘેલી[૩૧] થઇ, માખની પાસે જોવા[૩૨]ગઇ;
મોઢામાં[૩૩] તે લેતે પળ, ચુઇમાં[૩૪] ભરાયો ગળ.—૮

ત્યારે માને કરી યાદ, તેને કર્યો છેલ્લો સાદ;
**માનું જો મેં માન્યું હોત, તો આજે મુજ પ્રાણ ન ખોત.[૩૫]—૯**

---

૨૪—છાતીપર હાથ રાખવો.

૨૫—લમણાં તરફ આંગળી કરવી.

૨૬—પેટ તરફ હાથ રાખવો.

૨૭—હાથની મુઠી વાળીને તરછોડવો.

૨૮—હાથ, બે બાજુ ફેરવવો.

૨૯—આંગળી ઉંચી કરવી.

૩૦—છાતીપર હાથ રાખવો.

૩૧—આંગળી ઉભી કરીને ફેરવવી.

૩૨—આંખ બતાવીને એક પગ ઢાલીને અધર બેસી જવું.

૩૩—મોં પર હાથ રાખવો.

૩૪—કંઠની નળીપર હાથ રાખવો.

૩૫—ગભરાયલા ચ્હેરાએ બોલતાં બોલતાં પડી જવું.

## તારા.

( ચરણાકૂળ છંદ. )

ઝગમગતા આકાશે તારા—
વીણી લઇએ ન્યારા ન્યારા—
પ્રોઇએ જેમ મોતીની માળા—
લાગે મનને હરદમ વ્હાલા—
કુદર તજને બાળકડાં કાલાં—
હસીએ રમીએ રસે રસાલાં—૧

બોલો બોલો છો શું કાલાં ?
અંધારામાં દીપકવાળાં-૧
માતારજની રમે રમાડે,
ચંદ્ર પિતાને જ્યારે જગાડે;
ત્યારે તમને કેવા નસાડે,
ઉગે સુરજ પછી સવારે—૨

## ગુલાબ.

ફૂલવાસ ગુલાબી પ્યારો
ફૂલવાડીમાં રહે ન્યારો-
વિધ વિધ ફૂલડાંનો કયારો-
પાણીનો એકજ આરો—
પણ સુગંધ માંહે નિરાળો,
આ ખેલ અજબ તો ન્યાળો
છે માળી ઉછેરનારો—
છે એકજ સૌનો પ્યારો—
નમીએ ગઇએ જગ ધારો.

# બાળ-બોધ.

## અંગ્રેજી-( આઈ એમ વેરીગુડ )-રાગ,

ચાલો સહુ નિશાળે ભણવાને જઈએ,
ચોપડીઓ પાટી, પેન સહુ લઈએ:
ઘંટ વાગ્યા પહેલાં વર્ગમાં રહીએ,
છોકરાની સાથે જઈ ઘેર ઝટપટ-

સા રે ગ મ પ ધ નીસા
સા ની ધ પ મ ગ રે સા-

લેસન દે શિક્ષક મન ધરી લઈએ,
રમત ગમતમાં પછી દીલ દઈએ:
કસરત કરવાને સૌ સાથે જઈએ:
શિક્ષકને નમી જઈએ ઘેર ઝટપટ-

२७

# કોયલડી !

( અમને પાવન કરવાને )–રાગ.

વનમાં ટહુકે કોયલડી—
એહી આંબા ડાળ ચડી;
માતાજીની લાડકડી,
કાળી પણ જગ વ્હાલી—
ગુણવંતી સખી કોયલડી તું ગુણથી પંકાતી;
હરખાતી, મલકાતી, પરખાતી, ગીત ગાતી—**વનમાં**
કંઠે તું રસ–વેલી.
જગનાં જન મન હરતી. સુંદર સ્વરથી, દીલ રીઝવતી
નાજુકડી વન–વેલી—

મીઠાં વચને સૌને ગમતી,
વાટ–ઘાટ નગરે વન ફરતી;
ખુશ કરતી, વન ફરતી, વચનોથી–દીલ ભરતી
રહેતી ખુશ મન ખેલી—**વનમાં**

## રમત-ગમત.

### પહાડી—( બજી જમ )—રાગ.

રમતમાં શું શીખ્યાં કહેશો ?
આંક ગણીત ને અક્ષર સઘળા-
બતલાવી દેશો ?—**રમતમાં**
 આંગળીયોનો ઉપયોગ આંકમાં કરીએ;
 રેતીમાં અક્ષર આ લખીને પારખીએ-
 મણુકા કોડી ને સળી કડી વાપરીએ-
ડગલે ડગલે એક બે ગણતાં-
આંક ગણિત શીખીએ—**રમતમાં**

## કસરત.

### ચોપાઇ.

સવાર સાંજે ફરવા જાઉં !
ચોખ્ખી હવા હમેશાં ખાઉં;
મન ગમતાં હું ગીતો ગાઉં !
હરી ફરીને હું હરખાઉં !

# ધીરજ.

ધીરી આંખે સૌ જોઇએ,
ધીરે ડગલાં સૌ ભરીએ;
ધીરજથી વાતો કરીએ—
ધીરે દીલથી ઠરીએ—
ધીરજની છે મોટી વાત—
ધીરજ વીણુ છે ખોટી વાત—
ધીરજ રાખે દીનને રાત—
સાગર પણુ તરીએ—

# ભજન.

## ભેરવી.

કરૂણા અમો પર કરજે,
તુજ મહેરજો સાગર ભરજે રે—ટેક.
બાલ અમે અજ્ઞાની જાણી, દયા અમો પર ધરજે;
ભૂલી અમે જો જઇએ તુજને, યાદ સદા તું દેજે રે—કરૂણા.

# નામદાર મહારાજા શ્રી જ્યોર્જ ૫ મા–બહુ જીવો.

અંગ્રેજી—( દયાળુ દેવ કૃપાળુ તું )—રાગ.

પ્રભુ રક્ષ જ્યોર્જ મહારાજા,
જીવો બહુ પાંચમા રાજા;
કરો અમ પર અમલ તાજા,
જીવો બહુ જ્યોર્જ મહારાજા—ટેક.

સુજશ જેના જગત ગાજ્યા,
વધે વેલી સમી માઝા;
અચળ તુજ તાજ રહો રાજા.—જીવો.

ધર્યું હીત હીંદનું હૈયે,
અદલ ઇન્સાફમાં રહિએ;
બ્રિટિશ સુખ-શાન્તિને ચાહીયે.—જીવો.

GOD SAVE THE KING.